# વાત્સલ્ય સ્નેહનો પ્રભાવ.

## માતૃ સ્નેહની સ્તુતિ

અને

## ઉપાસના.

“नास्ति मातृसमो गुरुः”

રચનાર—પ્રસાદ.

પ્રકાશક—જી. જી. મહેતા.

કન્યા વિદ્યાલય ઘાટકુપર

સને ૧૯૧૮ પ્રત ૧૦૦૦. સંવત ૧૯૭૪.

પ્રીન્ટર જીવરાજ ગોકળદાસ નણશીએ
“ઇન્ડીયન નેશનલ પ્રીન્ટીંગ વર્ક્સ”
૩૦૬, બોહરા બજાર સ્ટ્રીટ,
કોટ, મુંબઈમાં છાપ્યું.

ગુજરાત વિધાપીઠ ગ્રં

# વાત્સલ્ય-સ્નેહનો પ્રભાવ

અને

## માતૃસ્નેહની સ્તુતિ અને ઉપાસના.

---

૧ મા તો મા; અવધિ છે,
માના નિર્મળ પ્રેમની રે;
સાચી એક જનેતા
બસ બીજું કોઈ નથી રે. મા તો મા.
૨ ઉંચ નીચ કે મધ્યમ હોયે,
સ્વાર્થ વિના કદી હોય ન કોયે;
નિઃસ્વાર્થી છે તોએમાતા સર્વથી રે; મા૦
૩ પ્રેમ મિત્રનો, પ્રેમ પિતાનો,
પ્રેમ તેમ વ્હાલી વનિતાનો;
કે કોઈ બીજાનો, મા જેવો નથો રે. મા૦
૪ જોખી નિશ્ચય કરજો તેનો,
પ્રેમ વધે કોનાથી કેનો,
માનો, માનો, માનો ભારે સર્વથી રે. મા૦

૫ ઘડી વાછડું જો નહિ જોશે,
શોર મચાવી તો તે દેશે;
મળશે ત્યારે રહેશે, માતા શાન્તિથી રે મા૦
૬ જ્યારે બાળક માંદુ થાયે,
નભ પૃથ્વી તો ભેગાં થાયે;
લે છે લાખ ઉપાયો, પોતે જાતથી રે. મા૦
૭ કાળી રાત્રે બાળક માટે,
જવું પડે જો શ્મશાન વાટે;
તજી બીક ઉચાટે, જાશે દોડતી રે. મા૦
૮ વળી માનતા બાધા ધારે,
કરે અરે અપવાસો ભારે;
છૈયાં કાજ ઉતારે, તારા આભથી રે. મા૦
૯ સાજું બાળક થાયે કેમે,
પ્રાણ અરે પાથરતાં પ્રેમે;
કરવા માટે તેમે—માને ના નથી રે. મા૦
૧૦ બાળક હોયે સાજો હસતો,
નજર લાગશે તેને કાં તો;
ખટકો નથીજ ખસતો, માના ચિત્તથીરે. મા૦
૧૧ જુએ પારણું ખંખેરીને,
સુવાડશે તે ધીમે રહીને;
હાલરડાં ગાઈને, મીઠાં વ્હાલથીરે. મા૦

૧૨ અડધી રાતે રાડ પડે ત્યાં,
ભર ઉંઘેથી ઝટ જાગીને;
"આપુડાં શું છે કહે" બોલે ભાવથી રે. મા૦

૧૩ સાબુએ પહેલાં નવરાવી,
સાફ કરી ઝબલું પહેરાવી;
બકી ભરી બોલાવે, ગાલે હેતથી રે, મા૦

૧૪ દાંત કઢાવે, મજા કરાવે,
કાલું ઘેલું કૈંક કહાવે;
આંગળીએથી ચલાવે સાથે હર્ષથી રે. મા૦

૧૫ રમી ફરીને ઘેર આવતાં,
પકડી બાથમાં લઇને માતા;
"પેટ, કહો કયાં ગ્યાતાં" પૂછે પ્રેમથી રે. મા૦

૧૬ ખરા પ્રેમનું જળ વરસાવે,
હૈયાનું અમૃત ધવરાવે,
બાળપુષ્પ ખીલાવે, પોષી પ્રાણથી રે મા૦

૧૭ બાળકનાં સુખમાં સુખ ગણશે,
દુ:ખે બમણા દુ:ખો ગણશે;
કેમે એવું થાશે? એ બીજે નથી રે. મા૦

૧૮ કષ્ટ ઘણાં માથે લીધાની,
હદ જોતાં બહુ દુર જવાની;
નથી થવાની માની, તુલના કોઇથી રે.

૧૯ બાલ્યાવસ્થા ગઈ અમારી,
માતાના સુખમાંહિ સારી;
હજી મજા છે ભારી પૂરાં પૂણ્યથી રે. મા૦
૨૦ લાડ પછે જોકે નહિં જોશું,
બાળપણું સંભાળી રોશું;
તોપણ રાજી રેહેશું, માના સૌખ્યથો રે મા૦
૨૧ સેવા અનેક વર્ષો કરશું,
બદલો તોય ન વાળી શકશું;
સુખ દેવાને મથશું, તોપણ હોંસથી રે મા૦
૨૨ પુરાં સુખ સહુ માને મળજો,
સહુને સુખ એ માનું મળજો;
પ્રસાદ એવો મળજો, પ્રભુના પ્રેમથી રે. મા૦

**यं माता पितरौ क्लेषं सहेते संभवे नृणां ।**
**न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥**

---

**લો. મા૦ ગાંધી સાહેબ શું કહે છે?**

'રેલ્વે ઉતારૂઓ તથા વેપારીઓની મંડળને તન, મન તથા ધનથી મેમ્બર થઈને મદદ કરો' આ સંસ્થાના કાયદા ઓ તથા રેલ્વેકાયદા ભાગ ૧-૨ નીચેના ઠેકાણેથી મળશે.

જીવરાજ ગોકુલદાસ નેણસી,
૨૯૧-૨૯૩, બોરા બજાર સ્ટ્રીટ, કોટ,-મુંબઈ,

# સ્નેહ ને સૌજન્યની દેવીઓ.

અમે સ્નેહને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ
અમે સ્વર્ગથી સંસાર તટે ઉતર્યાં રે ,, ૧
અમે શાંતિને આનંદ બધે રેલીએ રે ,,
અમ હાસ્યમાં તો તેજનાં અંબાર છે રે ,, ૨
અમે વાણીથી સ્વર્ગ સુધા રેડીએ રે ,,
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે ,, ૩
અમે ધાત્રીઓ સંસારની કહેવાઈએ રે ,,
અમે વીર કાંઇ ઉછંગમાં હુલાવીએ રે ,, ૪
અમ ઉરથી અમૃતની સેરો ઝરે રે ,,
અમી પાઇને દેવાંશીઓ ઉછેરીએ રે ,, ૫
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીએ રે ,,
તપ્યા માનવીને છાંય શીળી આપીએ રે ,, ૬
દુખી માનવીનું શીર અંક રાખીએ રે ,,
અમે ઉતર્યાં રોતાના આંસુ લૂછવા રે ,, ૭
અમ હાસ્ય થકી શોભતો સંસાર છે રે ,,
અમે વિશ્વમાં સૌન્દર્યના અવતાર શાં રે ,, ૮
અમે કુન્તની માનીતિ ગૃહદેવીઓ રે ,,
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે ,, ૯
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએ રે ,,
અમે સ્નેહને સૌજન્ય કેરી દેવીઓ રે ,,

## સંસારની દેવીઓમાં આવશ્યક દીવ્ય ગુણો.

૧ વિશુદ્ધ પ્રેમભાવ.
૨ અખંડ દામ્પત્ય સ્નેહ.
૩ પ્રબળ–વાત્સલ્ય પ્રેમ.
૪ ઉદાર મૈત્રીભાવ.
૫ પ્રબળ–ગૃહ નિવાસેચ્છા.
૬ વિશુદ્ધ શીલધર્મ.
૭ નિરભિમાનિત્વ.
૮ અદ્ભુત આત્મભોગ.
૯ અડગધૈર્ય–ક્ષમા–સહનશીલતા.
૧૦ પૂર્ણ–ભક્તિભાવ.
૧૧ વિનય–વિવેક.
૧૨ કરૂણાર્દ્ર–હૃદય.
૧૩ ઉન્નત આશા.
૧૪ પ્રબળ આત્મનિષ્ઠા.
૧૫ અધ્યાત્મ રતિ.
૧૬ અટલ શ્રદ્ધા.
૧૮ સ્નેહપૂર્ણ સૌન્દર્ય.
૧૭ અનુપમ–ઔદાર્ય.
૧૯ સમ્યક સાહિત્યાનુરાગ.
૨૦ મધુર અને પ્રિય વાણી.
૨૧ સુખદ–સૌજન્ય.

☞ સ્નેહ અને સૌજન્યની દેવીઓ માટે જગતે નિર્માણ કરેલાં ઉપર જણાવેલા પરમ આપવાવાળાં પવિત્ર સૂત્રો છે.

